# શ્રી અનાવિલ પુરાણ

( જૂનું ગુજરાતી કાવ્ય )

આ પુસ્તકની આવક શ્રી અનાવલમાં શ્રી શુકલેશ્વર મહાદેવના મંદિરમાં એક પુસ્તકાલય માટે વપરાશે. )

ત રૂ. ૦-૬-૦

—પ્રકાશક—

છોટુભાઈ દાજીભાઈ દેશાઈ

સોનીફળીઆ—સુરત.

## પ્રસ્તાવના

શ્રી "અનાવિલ પુરાણ" ૨૫૦ વર્ષ ઉપર વલ્લભ નામના કવિએ ગુજરાતી કવિતામાં લખેલું છે. આ પુસ્તકની જે હસ્તલિખિત પ્રત અમને મળી છે, તેજ પ્રમાણે આ પુસ્તક છપાવવામાં આવ્યું છે ફક્ત 'બ્રહ્મ' ને બદલે નકલમાં સર્વત્ર '**બ્રમ**' હતું તે સુધાર્યું છે. હસ્તલિખિત પ્રત પણ આજથી ૭૫ વર્ષ ઉપર લખાયલી છે, અને તેથી તેમાં હસ્તે પર હસ્તે થતાં કેટલોક ફેરફાર થયલો જણાય છે, કારણ કે કેટલીક લીટીઓ શબ્દ ઓછા હોવાથી તૂટે છે આ પુસ્તકની બીજી હસ્તલિખિત પ્રત મળી શકી નથી, છતાં મળશે એવો સંભવ છે જો ઇશ્વર કૃપાએ મળી શકશે તો વધુ સારા સ્વરૂપમાં બીજી આવૃત્તિ પ્રગટ થઇ શકશે.

આ પુસ્તકની આવક ખર્ચ જતાં જે વધે તે શ્રી શુકલેશ્વર મહાદેવના મંદિરમાં એક પુસ્તકાલયની ખોટ પૂરી કરવા માટે વપરાશે. આશા છે કે આ વિગત ધ્યાનમાં લઇ અનાવિલ જ્ઞાતિમાં આ પુસ્તકનો વધુ પ્રચાર થશે.

—પ્રકાશક—

# શ્રી અનાવિલ પુરાણ.

**શ્રી ગણેશાયેનમઃ ।।। શ્રી શારદાય નમઃ ।।। શ્રી ગુરૂભ્યોનમઃ ।।। અથ આખ્યાન અનાવલ ક્ષેત્રે અનાવિલ પુરાણ લિખિતે ।।।**

## રાગ હરદાસ ચાલ સેહલાની.

શિવ સુત મતિ મુજને દીઓ, ગણપતિ બુદ્ધ નિધાન,
ગુરુ પ્રતાપે ગાઇશું અનાવલ આખ્યાન-૧
કલ્યાણી કૃપા કરો સરસ્વતી જીભ્યાએ વાશ,
ભગવંતને ચરણે નમું તમો પુરો મારી આશ-૨
પુરાણથી ગાથા હવી ગાથાથી ગીતા ચાર,
એ ગીતાને હસવું નથી સ્ત્રી પુરૂષ બંનેને અધિકાર-૩
સ્થાવર જંગમ વિધાત્રા શી રીતે વેદ ભણાએ,
બ્રહ્મ *વાએકથી વધારી આ શત ક્રોડ રામાએણ ગવાએ-૪
પ્રથમ સૃષ્ટિ બ્રહ્માએ કરી અષ્ટાદશસહસ્ત્ર કુમાર,
ઉપવિત આપ્યાં વેગે કરીને ગાયત્રી તણો અધિકાર-૫
મુંજી પેરાવી પ્રેમશું ને વેદ ભણાવ્યા ચાર,
દ્વાદશ વર્ષ ×નીશચે કરી બ્રહ્મચર્ય પાળે સર્વ બાળ-૬
રામચંદ્ર તાંહા પુછતા હવા વશિષ્ટ પ્રત્યે વાત,
તમો વિસતારીને કહો સ્વામી મુંજી પટ તણી જે ખ્યાત-૭
વશિષ્ટ તવ વાણી વધા સાંભળો રાઘવ રાય,
મુળ થકી તે માંડી કહું મુંજી પટ તણો મહીમાય-૮
ત્રિદેવ તવ ટોળે મળ્યા તેઓએ કર્યું છે પણ,

---

* વાક્યથી × નિશ્ચય

હરિહર બ્રહ્મા તહાં ભણે તેઓ વચને નીપાવ્યું વન-૯
છોડે તે શ્રી મહાદેવજી પૂર્વે વિષ્ણુ સ્વરૂપ,
ડીંડવા વિષે દીપતાં બ્રહ્મા ભુપ- ૧૦
ડાળીએ *પારવતી વસે પાતરે શ્રી લક્ષ્મીજીનો વાસ,
ત્રિદેવી વશે દશ મુળે સાવીત્રી માત- ૧૧
શપેતી એ દીશે શોભતી પીમલ તણો નહિ પાર,
વૈસ્ય ક્ષત્રી બ્રાહ્મણ એ ત્રણેને એહ તણો અધિકાર-૧૨
સાવિત્રીએ સૂત્ર સમારીઆં બ્રહ્માએ ભરીઓ વેર,
પાંચ ત્રિપરવળ ભરવો વેદ માત્રજી આણવો વેળ-૧૩
અડતાલીશ સંસ્કાર કરી મંત્ર વાજ્યો બ્રહ્મ ગાંઠ,
ત્રની શેર સતાવીશ તાંતણા રહ્યા કટી પ્રમાણે લંબ-૧૪
પ્રથમ શેરે વિષ્ણુ વસે બીજીએ પ્રજાકર,
ઉપવિત તે પવિત્ર ઘણું ત્રીજીએ શંભુજી હર-૧૫
ઓંકાર ગણપતિ પુંજીએ સ્થાપના કીધી માત્ર
જડ ઝાલી નીત્યાએ એન વાનો લીધો છે રાત-૧૬
ગોરશ આણ્યા સુરભિ તણા બાડુઆં જમાડયાં સાર,
કડાનો **ચર** રાંધીઓ મીઠાં +વના અલુણ અન્ન-૧૭
મસ્તક ઉપર પાન કર્યાં નગ્ન કર્યા તતકાલ,
પીઠી ચઢાવી પ્રેમશું તમો સ્નાન કરો સર્વે બાળ ૧૮
પલાશીઓ પવિત્ર ઘણો માંહે વસે બ્રહ્મા ભુપ,
મુંજે માંહે છે દીપાવીઓ તહાં દર્ભ તે વિષ્ણુ સ્વરૂપ-૧૯

---

* પાર્વતી. + વિના.

* ૧૩, ૧૪, ૧૫ એ ત્રણ ટુંકમાં જનોઇ બનાવવાનો વિધિ છે.

ત્રીશેર કટી લગી હસ્ત તણું લંબાણ,
શુભ ગાંઠે ને બાંધીઉં રહ્યું કટી પ્રમાણ-૨૦
સૌણિક મુનિ થયા વાડવ સાવિત્રીએ અરધ્યા પુત્ર,
પ્રેમે લીઓ ઓવારણા શક્તિએ ઉતાર્યાં સંપુટ-૨૧
ચુવા ચંદન ચંપેલ મોગરેલ અગરજા ને અબીલ,
કસ્તુરી કેશર છાંટણા મુખ જોઈ આંજ્યાં નેત્ર-૨૨
વન ફુલ પહેર્યાં દીપતાં તવ દિવ્ય દીસે કાય,
દંડ કમંડલ હાથમાં ઝાલ્યાં જઇએ જહાં છે જ્ઞાત-૨૩
પાયે લાગીને કરજોડી વલતા વદે કુમાર,
પિતામહ આજ્ઞા દીઓ એમ બોલ્યા મધુરી વાણી શાર-૨૪
ધ્રાતા તાંહાં વિપરિત વદ્યા સુતો સુણોરે વાત,
કન્યા આણું કોડામણી તમો પરણો સહુ જાત-૨૫
સૃષ્ટિ ચલાવો સર્વ મળી કરો અરાદે વર્ણ,
બ્રાહ્મણ ક્ષત્રીને વૈસ્ય શુદ્ર રહેશે તમારે શર્ણ-૨૬

## કડવું ।૧। રાગ સોરઠી

વશિષ્ટ કહે રઘુનાથને સાંભળો સારંગ પ્રાણ,
બાહુવાં વળતાં શું વદે કહું તે પ્રમાણ-૧
બાહુવાં વળતાં તે વદે ધાતા સુણો એક વાત,
હમને માયામાં ×કાંહી ભોળવો તમારી સૃષ્ટિનો થાશે પાત-૨
હમો માયાને નવ માંડીએ ભજીશું શ્રી પરિબ્રહ્મ,
માયાને નહિ માંડીએ જેથી બેસે પુરણક્રમ-૩

* ખાખર × કયાં

## ઢાલ.

વળતા વાએક ઓચરે હમો માયાને નવ માંડીએ.
ધામ ધ્યાન નારાયણનું નામ સંસારને હમો છાંડીએ-૪
ધાતા વળતા કોપીઆ ક્રોડ કરેરે અપાર,
કહ્યું હમારૂં નવ માનો તો *પછમ મતીઆ થાઓ આચાર-૫ માયા.
સાવિત્રી શાશતાં વદ્યાં પુત્રો વિનંતિ અવિધાર,
મુજ આગળ હીંડો મલપતાં, તમો પાળો હમારા લાડ-૬ માયા.
ઉદર તમારે નવ અવતર્યા હમે નહિ કર્યું પય પાન,
હમો મન ઇચ્છાએ અવતર્યા હમો જશું સ્વસ્થાન-૭ માયા
તહાં થકી સહુ હેલાં ગયા જહાં ગંગા કેરો એટ,
પર્ણકુટિ મ્હાંધી હેતે કરી પરિબ્રહ્મ સાથે હેત-૮ માયા.
તિલ તુળશી તાલ મૃદંગને ગંગા તટે વાસ,
પરિબ્રહ્મ સરખા શોભતા કાળ ક્રોધ ન આવે પાસ-૯ માયા.
જલપાન કરે ગંગા તણા કંદમુળ કરતા આહાર,
પવિત્રાઈ એ પાવન ઘણા તહાં રહ્યા હરાડે હજાર-૧૦ માયા.
વિભૂતિ રાગકૃત મહા રૂદ્રાક્ષની ધરતા માળ,
ભકિત કરે સહુ ધામની પરિબ્રહ્મ તણો આધાર-૧૧ માયા.
મોહ મચ્છર મુલગાં નહિ ભેળા બ્રાહ્મણ પરમ સુજાણ,
રંગ ભોગતે જાણે નહિ ઋષિ વાલ્મીક વદે નીરવાણ-૧૨ માયા.
યજુરવેદ જુઝવો પવિત્ર અગસ્ત સંવાદ,
વાલ્મીક કૃત રઘુનાથના વેદ શાસ્ત્ર પુરાણે ખ્યાત-૧૩ માયા.
અહીં થકી પુરણ થયું ઉપવિતનું આવરણ,
હવે વિસ્તારીને કહો ઋષિજી અનાવલા વિવાહ મંગલાચરણ-૧૪ માયા.

---

* પશ્ચિમ

નત્ર માંડીએરે હમો ભજીએ પરિબ્રહ્મનેરે ધામ,
નાગધરનું નામ સંસાસરને છાંડીએરે-૧૫ માયા.

॥ વલણ ॥

સંસારને છાંડીએ નીશ્ચે તેમાં નહિ સંદેહ.
ઉદ્યોત કહે માયા વિના હરિને સેવીએરે-૧૬

## કડવું ૨ રાગ બીલાવર

વાલ્મીક ભણાવે લવકુશને તમો સુણો સીતા જાત,
સેતુ બાંધી સમુદ્ર વિષે લંકા ગયા રઘુનાથ-૧
રાવણ કુંભ કરણ હણવા ઇંદ્રજીત મહા રણધીર,
રાક્ષસ મારીને રાજ આપ્યું વિભીષણને રઘુવીર-૨
સીતા લઇને પાછા વળ્યા કપિ સર્વે સાથ,
વિભીષણને સાથ લઇને શાહેર ઉતર્યા નાથ-૩
અગસ્તને આશ્રમ ઉતર્યા સુખ દુઃખની કહી વાત,
રાક્ષસ સર્વ માર્યા લંકા વિષે તેનો શો લાગે પાપ-૪
અગસ્ત કહે રાક્ષસ હણ્યા તે ભલું કીધું કામ,
અધર્મી માર્યાથી સુખી થયા *પ્રાતીક નહિ શ્રી રામ-૫
ઋષિ પત્ની પ્રત્યે સીતા વદે સાંભળો મુદ્રા માત,
દોહેલે સેતુ બાંધીઓ મેઘનાદે આણ્યા વાજ-૬
આચમન મુજ સ્વામી તણું હેલાં કર્યો પેશાપ,
તેમાં દુઃખ પામ્યા શું બળ કર્યું રઘુનાથ-૭
સીતાજી વળતાં એમ વદ્યાં સાંભળો મુદ્રા કર્ણ,
મુત્ર તુજ સ્વામી તણું માટે શ્રીરામે ન બોળ્યા ચર્ણ-૮

* પાપ

એમ વચન સીતા વધાં ત્યારે મુદ્રા હવા કૃપાલ.
અગસ્ત પ્રત્યે મુદ્રા વધાં વિચારો સ્વામી દયાળ-૯
હત્યા ચઢી શ્રી રામને હણ્યા બ્રહ્મ રાક્ષસ ક્રોડ અનેક,
અગસ્ત આદે સહુ મુનિએ જશનો કહ્યો ઉપદેશ-૧૦
અઠીઆશી સહસ્ત્ર સહાયકારી નિરાકારી નિરંજન રૂપ,
તેને દાને મહી છુટશો તમો સહાયકારી ભૂપ-૧૧
અશઠ સહસ્ત્ર અજે કર્યા તે જે સૃષ્ટિ ચલાવે બાળ
પિતામહને છળ કરી ભાંડ વસ્યા તતકાળ-૧૨
સહુ થકી આધે કર્યા તે પરિબ્રહ્મ સાથે હેત,
તેને દાને તમો છુટશો સ્વજન સહીત સમેત-૧૩
કાવેરી ત્રટ પાવન ઘણું જવ એક ભોમકુમાર,
×જન્ન જગાવો એ ભલા જે આપે બ્રહ્મ કુમાર-૧૪
હનુમાન હાંકા ઉઠાયો બીડું ગ્રહ્યું તેણે હાથ,
વાયુ વેગે તે સંચર્યો આવ્યો ઋષિનો જહાં છે સાથ-૧૫
પરાક્રમ કર્યું તેણે અતિ ઘણું પ્રેમે તે લાગ્યો પાય,
અનાદિ નગર વિષે કૃપા કરે આવો તમે ઋષિ રાય-૧૬
કોણ છે તું અલ્પ બુદ્ધિ કોણ માત તાત ને જાત,
લાંગુલ દીર્ઘ બીહામણું વદન દીશે વીકરાળ-૧૭
હનુમાન વળતું એમ વદે સાંભળો મારા સ્વામ,
માત અંજની જાત વાનરો હનુમાન મારૂ નામ-૧૮
તમોને લેવા પાઠવ્યો સેવક કહાવું શ્રી રામ,
છે રામ લક્ષમણ ને જાનકી શુકલેશ્વરનું ધામ-૧૯

---

× યન્ન

રાજ ઋષિ ત્યાં મલ્યા ઘણા જન અનાદિ ગામ,
કોણ રામ લક્ષમણ ને જાનકી કોણ શુકલેશ્વરનું ધામ-૨૦
કહેરે વનચર તું આંહાં કેમ આવ્યો તારૂં નહિ આંહા કામ,
જા *આંથી વેગે કરી જહાં તારૂ ધામ-૨૧
અંજની પુત્ર પુછતા હવા માનસી પ્રત્યે નવ વાત,
રાજ ઋષિ તમો શું લાવ્યા શી કહી અનાદિ વાત-૨૨
નવ માનસી એમ વદે અમો કરીએ સહાયકારની સેવ,
કાયા કોણ ચલાવતીરે કોણે થાપ્યો દેવાધિ દેવ-૨૩
આદ્ય શકિત શરીર ચલાવતીરે જગત જનુની જાણ,
પ્રથમ પદ પરિબ્રહ્મનુંરે હમો સ્તવીએ પુરૂષ પુરાણ-૨૪

**વલણ**

સ્તવીએ પુરૂષ પુરાણને તેમાં નહિ સંદેહરે,
મહારાજ કહે કથા પરિબ્રહ્મને સેવીએરે-૨૫

**કડવું ૩ રાગ કલીકાર**

વશીષ્ટ ઋષિ એણીપેરે વધાં સાંભળો લવકુશ અને ભ્રાત,
હનુમાનજી ત્યાંહા શું વધીં તેનો કહું વિસ્તાર-૧
જગત માતા જાનકી પરિબ્રહ્મ પોતે શ્રી રામ,
શુકલેશ્વર મહા ઈશ કણે આદ્ય શકિત અનાદિ ગામ-૨
અગસ્ત વશીષ્ટ વાલ્મીક આદે બીજા ઋષિ સોહે,
લંકા તે કેરો રાય આદે વિભીષણ જે હોયે-૩
નવ કીલ કીલાટ તે કરતા હવા શબ્દ કરતા હવાનાકાર,
સર્વ સુણી અવીલોકતાં વદે વાણીનો નહિ ઉચ્ચાર-૪

* અહીંથી

કાષ્ટ આણીને ચીતા રચી અગ્નિ મુકયો તત્કાળ,
ફેર દે પડતો હવો માહે એવે કર્યો હાહાકાર-૫
કેમ બળે તું અલ્પ મતિ આવશું સર્વે સાથ,
ચીતા તાંહાં શીતળ હવી હસીને વજાડયા હાથ-૬
જા હમે નથી આવતા હમે તો કીધી'તી હાસ્ય,
જા તારા સીતા રામને જઇ કહે વહેલો પાસ-૭
તવ હનુમંત દુઃખીઓ થયો મન સાથ કરે વિચાર,
એ રામ સીતાને માને નહિ હું કરૂં કવણ પ્રકાર-૮
તવ વડ આંતરે ઝાડને રહી હનુમાન ધરતો કાન,
કાંહાં ગયો આંથી વાનરો હરખ ધરી કહે છે મન-૯
એકી ફાળે આવ્યો જહાં હતા પરમ ઉદાર,
સર્વે જણા નહિ આવીએ વિલંબ કરે શા માર-૧૦
હું જા તું જા કરતાં દુઃખી થયોરે હનુમંત,
રામ સીતાની આજ્ઞા નહિ બાકી સર્વને આણુત અંત-૧૧
ભય વિના પ્રીત નહિ ભયથી થાય સર્વ કામ,
હદ લાજને મુકી સહી હનુમંત પરાક્રમના નહિ અંત-૧૨
ક્રોધે તે વ્યાકુળ થયો રકત નેત્ર વહ્નિ પ્રમાણ,
આદિ પુગ્શવન સાથે ઉખેડુ નીરવાણ-૧૩
અંજની સુત હું બળ ઘણું હનુમંત મહારૂં નામ,
મારૂં કહ્યું માન્યું નહિ હવે કરૂં જો એક કામ-૧૪
તવ માનસી એમ વધા સાંભળ હમારી વાત,
હમો કહીએ તેવું માનજે હનુમાન અંજની જાત-૧૫
એકે આસને સહુ બેસીએ ગંગા તે વન સહુ સાથ,

જો વાહે હમને તું વાંદરા તો સહેજે હમારો શાપ–૧૬
તવ હનુમંતે રૂપ પ્રગટ કર્યું પરવત પ્રમાણે કાય,
આરૂઢ તાંહાં કરતા હવા ગાન તાન કરતા જાય–૧૭
કો પીઠ વીખે ગિરિ શીખર વીખે પુછ વીખે જો નીચ,
અભિમાન તે કરતા હવા તેના શીશ વિષે આણે પુછ–૧૮
હેલાં માંહે લઇને આવીયો પેર પેર *પ્રીછવ્યા રાયે,
ત્યારે હરખ્યાં માતા જાનકી વધાવી લાગ્યા પાયે–૧૯
અગસ્ત વસિષ્ટ લક્ષમણ ને રઘુરાય,
દંડવત તે સઘળા કરે હેતે સામા જાય–૨૦
પ્રદક્ષણા તેણે કરી આલીંગન દીધાં એમ,
આસન આપ્યાં અભિનવાં પ્રેમે કર્યા પ્રણામ–૨૧
આવર્જના તહાં કીધી ઘણી ચર્ણામૃત લીધાં શ્રીરામ,
ત્યારે સભા સહુકો એમ વદે તમો ભલે પધાર્યા સ્યામ–૨૨
ચારે પાસ જુએ માનસી આ શો દીશેરે ઉતપાત,
કાંહા ગયો આંથી વાનરો ત્યારે ઘોર કીધો સાદ–૨૩
કાંહા છે હમારી જાહ્નવી કાંહા ગયું હમારૂં વન,
રઘુનાથે ઉષ્ણોદક બાણ માર્યું ઉષ્ણોદક પ્રગટી ગંગ–૨૪
સ્નાન કરો સહુ સામટા દાન લીઓ મહારાજ,
હમો વ્રત અજાચક આચર્યું સર્વે કર્યો નમસ્કાર–૨૫
ઋષિ અગસ્ત એણીપેર ઓચર્યા સાંભળો રાઘવરાય,
પાણી ગ્રહણ એને કરાવો તો આપણો યજ્ઞ પુરણ થાય–૨૬

*ઓળખાવ્યા.

એ ઋણથી ત્યારે છુટશો શુભ ગતિ પામશો તે વાર,
જો એ કન્યાદાન લીએ તો પુણ્ય તણો નહિ પાર-૨૭
અષ્ટાદશ સહસ્ર પિતા તણી એક માત જાત તણી કન્યાય,
દેવ માર્ગ ચાલીએ અધર્મ ન રચવો અન્યાય-૨૮
સભા સહુ વિસ્મે હવી શંકાર્યા લક્ષમણ રામ,
ત્રીવા એક વિપરીત હવું સુર અસુરથી નવ થાએ કામ-૨૯

## વલણ

સુર અસુરથી નવ થાએ તેમાં કાંઇ સંદેહ નહિ,
ભણે ભટ મહારાજ પ્રભુને સેવીએ સહી-૩૦

## કડવું ૪ રાગ હુશની.

વાલમીક કહે લવકુશને તમો સાંભળો સીના જાત,
અનાવલના વહેવા તણી તમને કહું છું ખ્યાત-૧
અગસ્ત તવ હરખ્યાં તદા વશિષ્ટે કર્યો વિચાર,
લક્ષ્મણજી શીઘ્ર થાઓ ભોગાવતી વિષે જાઓ પાતાળ-૨
વાસુકી વસે સામટી તે કાંપાવતીની બાળ,
જીભ્યા એધાણી સર્વની સેંથા સમારે બાળ-૩
કરજોડીને લક્ષ્મણ વદ્યા કાલી પ્રત્યે તતખેવ,
પ્રાર્થના તમ તણી બ્રહ્મ હત્યા હણશે એવ-૪
કાંપાવતી વદતાં હવાં મમ જાત અશટ હજાર,
કુળવાન વર જોતા હવા મમ કન્યાથી થશો નિષ્પાપ આપ આવાર-૫
અગસ્ત તવ વદતા હવા કન્યા સર્વ કંદ્રપ,
મંત્ર જોગે ઋષિજીએ કન્યા કરી નવ યૌવન-૬

સર્પ વલ્લનો એચરે આ કન્યા ન આપું આજ,
હમારી કન્યા માગતાં તમને ન આવી લાજ–૭
ત્યારે લક્ષ્મણજી વાણી વદે સાંભળો ઋષિ રાએ,
કન્યા વિના ચાલે નહિ હવે કરવો કવણ ઉપાય–૮
અગસ્ત વાણી એચર્યા સાંભાલો વશિષ્ટ મુનિજન,
શ્રી નાગને આપણે આપવું નીલપાત્રનું જે પુણ્ય–૯
ત્યારે નાગ મનમાં હરખીઓ કન્યા આપી તતકાળ,
પછે કન્યા લઈને આવીઆ જ્યાં હતા અષ્ટાદશ હજાર–૧૦
માનસી પ્રત્યે રામ વદે હમો કન્યા આણી નાથ,
એ કન્યા તમ યોગ્ય છે તમો પરણો એની સાથ–૧૧
સર્વ જણ હમો નહિ પરણીએ સાંભળો સીતારામ,
વ્રત હમારૂ વૃથા કીધું જો આપો કન્યા દાન–૧૨
ત્યારે વિશ્વ કર્મા તેડાવીઆ તેણે રચ્યો તે મંડપ સાર,
વર કન્યા પરણાવીએ વેગે મા લગાડો વાર–૧૩
લીલા તે વાંસના માંડવા મોગરાએ છવાય,
માત્રીકા માંડી વેગે કરી ગ્રહશાંતિક સર્વની થાય–૧૪
કનક કલશે રચી ચોરી નાગ કેશર પાસ,
દમણો તે ભરવો કેવડો તાંહાં અગર ઉંચાળે વાસ–૧૫
સર્વને હરખીને સીતા પ્હોંકતાં મસ્તક બાંધ્યો મોડ,
જુસળ મુસળ અરઘીને ઉતાર્યાં સંપુટ જોડ–૧૬
ઋષિ વેદ ભણતા હવા માનુની મંગળ ગાય,
ભણે ભાટ ઘેઘાટ ઢોલ મૃદંગ બહુ વાય–૧૭
નમણે તે નવડાવી સર્વને વસ્ત્ર આપ્યાં સાર,
સીતાજીએ અરઘીઆ આનંદ થયો અપાર–૧૮

માયરે સર્વ પધરાવીઆ બેસણુ બાજઠ સાર,
ભુપ ભરાવ્યા સર્વને તોરા રત્નોનો નહિ પાર–૧૯
હસ્તે મદનફળ બાંધીઆ વહેવા સૂત્ર ધરીઆ કંઠ,
આડા અંત્રાપટ ધર્યા સર્વ વરવહુ કરે મંગળ દ્રષ્ટ–૨૦

## વલણ

મળી દ્રષ્ટે દ્રષ્ટેરે તહેમાં કાંઇ સંદેહ નહિ,
ભટ મહારાજ કહે કથા અજાચકના જાચક કર્યા સહી–૨૧

## કડવું ૫ રાગ હરદાસ ચાલ સોહેની

વાલ્મીક કહે લવકુશને તમો સાંભળો સીતાજાત,
વહેવા તણી જે રીત થઇ હવે કહું છું તેની વાત–૧
વરરાય વરઘોડે ચઢયા કહ્યું એ કસ્યપની નાર,
નવ કુળ એરે વશે કાલી કાંપાવતીની બાળ–૨
વંશ વિસ્તારૂ વરતણા માત પિતા વિધાત્રા જાત,
એ જાયા અતિ કુળવંતા કન્યાદાને સવળા હાથ–૩
અહલ્યા તારા ને મંદોદરી સાવિત્રી ત્રિજટા નાર,
અરૂંધતી અનસૂયા કેકૈયી કૌશલ્યા તે વાર ૪
ઉર મેલ્યાં અંત્રીક્ષણે માંડવે બાંધ્યા પુષ્ટ કરો કન્યાદાન,
સીતા માત સંકલ્પ કરતાં નાગ કન્યાથી રહ્યાં સર્વનાં મન–૫
વેદ વિધા ગતે વિવાહ કર્યો પરણાવ્યા હરાડે હજાર,
સંપતિ રીદ્ધ સીદ્ધ આપ્યાં કન્યા દાન અપાર–૬
ચર ભક્ષ કરાવ્યા સર્વને વારૂ ઘૃત ને કંસાર,
ચાવલ આપ્યા વેગે કરી તાંહાં સુપ ભરાવ્યા ચાર–૭

દાળ ઘઉં ને લવણુ તાંદુલ તાંહા સુપ પુર્યા ચાર,
રત્ન કંચન ને ગૌ ઘોડી મહિપી ભોમનું પસાય-૮
રઘુનાથે તહાં કરૂણા કરી વેગે તેડયા વિશ્વકર્માય,
એક નિશાએ રચના રચો માંહે સરાબંધી રાહે-૯
અનાવલ નગરી તણો જોજન દોઢ વિસ્તાર,
વિશ્વકરમાએ વેગે કરી તાંહા ન લગાડયો વાર-૧૦
જારી ઝરૂખા ગોખ અટારી રત્ન તોરણ ધાર,
મોટાં બારણા ભાગોળે મોહલે મણિ ઝળકાર-૧૧
ધજા પતાકા છત્ર શોભતાં હવાઈ ઉડે આકાશ,
એ સર્વથા તાંહાં અભિનવાં દીપક બળે ચોપાસ-૧૨
હયશાળા ને ગૌશાળાએ બાંધ્યા ધર્મ પ્રશાએ,
લંકા તે જેવું શોભતું ઇંદ્રભુવન આકાર રચનાય-૧૩
દુંદુભી વાગે અભિનવાં ચંગ મૃદંગનો રણકાર,
પ્હોર ઘડીઆળાં ધમધમે રાગ શારંગ સાર-૧૪
સંકટ ટળે શિવ સેવતાં. ઘોરી ઝુલે ગભાણ,
એ નગરમાં શિવ તણી વરતે છે નીત આણ-૧૫
નગરી તે પંચવટી દક્ષીણ પોળે ઇશ,
અગ્ની હોત્ર અવર હોમતા દિન પ્રત્યે પુંજે ઇશ-૧૬
પ્રથમ પ્રતિમા શિવતણી આદિ અનાદિ દેવ,
સુર અસુર ત્યાં સેવા કરે પ્રાતીક નહિ લવલેશ-૧૭

વલણ

પ્રાતીક નહિ લવલેશ રે તેમાં કાંઈ સંદેહ નહિ,
મહારાજ એમ કહે શિવ સેવો એક ચિત્ત રહીરે.

## કડવું ૬ રાગ સહેલાની

ઋષિ વાલ્મીક એમ ઉચરે સાંભળો લવકુશ વાત,
શુકલેશ્વર શું હવું તેની કહું છું ખ્યાત-૧
ચતુરપૂર્ણ દેવળ રચ્યું એકાદશ ધનુશ પ્રમાણ,
એકાદશ સ્થંભ રંગ મંડપના વિશ્વે નીરમ્યા નીરવાણ-૨
કોઈ એક તાં વદતા હવા ધન કાવેરી તટ પાસ,
સુંદર દેવળ શોભતું મહાદેવજીનો વાસ-૩
દક્ષીણ દિશાએ કાવેરી ઉતરે અંબિકા સંનિધ જાણ,
પૂર્વ દિશાએ બાણ ગંગા એમ શોભી રહ્યાં નીરવાણ-૪
એ રઢ લાગી નગર પાખર બાણ વ્યાધિ હોએ,
છસેં ઉપર કુંપ છત્રીશ વરણે નીપજ્યા રહોયે-૫
રીદ્ધ સીદ્ધ આપે સર્વને શિઘ્ર તે શિવપુર જાએ,
ચંદન કરે તે અભિનવાં કિંકરે નવ રહેવાયે-૬
રોગ વ્યાધિ તવ ભેદે નહિ તે હરિહરનો પ્રતાપ,
જરાએ મરે સહી વૈકુંઠ કૈલાશે વાસ-૭
ગૌમેધ નરમેધ અજામેધ અશ્વમેધ એ સાથે ચાર,
વિદ્યાર્થી ભણતા હવા વેદ ધુનીનો પ્રતાપ-૮
દિન પ્રત્યે દિન વધી જતા હવા આનંદ અંગ અપાર,
પ્રાતીક નહિ કોઈ જુઠું નવ વેદ પ્રાતીક નહિ લગાર-૯
સુખે દિન લેતા હવા શિવ અપવાસ બ્રહ્મ વિવેક,
તમા કોની નહિ તેહને તવ કરે તૃષ્ણા નહિ લવલેશ-૧૦
શિવ શું સુખે રહે સાથે તાંહા રામ સીતાનું વરદાન,
અંબર કો લાખતા હવા દેતા અવારી દાન-૧૧

સદા વ્રત ઘેર કોણુ તણે અતીત અભ્યાગત પામે અન્ન,
પંચ વર્ણું જમાડતા તે નીતં શિવ દરશન-૧૨
પંચ સત ઉપર પંચોતેર કાક રેતા નર ને નાર,
પુરાણુ કો સુણતા હવા જાત્રા કરે મહા ભાગ્ય-૧૩
અષ્ટા દશ સહસ્ત્ર આવરણુ ભ્રાત સહી તેમાં નહિ સંદેહ,
પ્રજા પ્હેડી કેમ ચાલશે રાજ ઋષિ ભાંગો ભેદ-૧૪
પુત્ર સંતાન કેમ પરણુશે અધર્મનો નહિ અંત,
માયા સંગે બ્હાંધીઆ આવ્યા તાંહા હનુમંત-૧૫

## વલણુ

આવ્યા તાંહા હનુમંત રે એમાં કાંઈ સંદેહ નહિ,
મહારાજ કહે એ રામ માયા કેમ છુટે સહી-૧૬

## કડવું ૭ રાગ હુરદાસ

ઋષિ વાલ્મીક એણીપેરે બોલીઆ તમો સાંભળો લવકુશ વાત,
એક કહે જો સર્વને વારીઆ એક કહે કર્યો નાકાર,
એક કહે મુને ગમ્યું નહિ દુ:ખી થશું નીરધાર-૧
વૈદર્ભી ભસ્મી ભૂત સ્વદેહથી નિરમળ થયા શ્રી રામ,
બારે ભવ આપણાં ગયાં તોએ ન સીધ્યા કામ-૨
દ્રુમ ડાળે આપણને ફ્રરાવીને ભમ્યો હનુમંત,
હવે તે આંહાથી ગયો નાસી થઈ બેઠો નિશ્ચિંત-૩
સર્વથી આદ્ય આપણા વાંકા નેત્રી વંક,
એકાદશી તવ કોપીઆ જેણે માતા પ્રજાળી શંક-૪
માનસી વળતાં એમ વધા સાંભળો સર્વ એહ,

કળિજુગમાં બળહીન થાજો હનુમંત પડજો તેહ-૫
એક ગોત્રમાં ગમન કરે અંગ પ્રાતીક લેપાય,
વિભાગ કીધા જુજવા સ્નેહી અને ઇતિર થાય-૬

## ચોપાઇ

લવકુશ તાંહા પુછતા હવા સુણો માતામહ સાક્ષાત,
ઓડક ગોત્ર તે કેમ હવાં તે વિસ્તારી કહો ખ્યાત-૭
વાલ્મીક તવ વદતા હવા સુણો તમો સીતા જાત,
ઉત્તમ કથા પુછી સહી વિસ્તારી કહું તે વાત-૮
દ્વાદશ ગો મત્ર પાડીઆં સહી મધ્યયન કેરી શાખ,
એક કેવેતી પંચ પરવર ભવ આદિત્યની મુળ જાત-૯
અજ સ્ત્રી વિના જન્મા તેણે અજાચીક વ્રત,
માંહે થયા ભિક્ષુક હવા મહેંદ્ર કેરો અંશ-૧૦
માનસી સૃષ્ટિએ નીપજ્યા તેણે એ મસ્તાન,
ભટાચાર્યે ભણાવીઆ માટે ભાડેલા અવિધાન-૧૧
નાયકી ચલાવી સર્વની જેણે કર્યો નકાર,
નાયેક પદ તે પામીઆં ઓડક એ ઉચાર-૧૨
પંચ ઇંદ્રી જેણે વશ કરી પવિત્ર નેત્રવંત,
વશ કોણ કોણ કર્યા માટે વશી પડયા તે સત-૧૩
પ્રથમે સર્વને વારીઆ વાર્યા વાર એ ચાર,
તેણે અવારી પડીઆ ઓડકનો વિસ્તાર-૧૪
મત ચલાવી પોતા તણી ઉન્મત્ત થયા મહા તંત,
તેણે મહેતા પડયા એ ચાર ઓડકનું દ્રષ્ટાંત-૧૫
સ્વસ્તી જેણે ભાખી ને સઘળા ધરીઆ લક્ષ,

આદ્ય ગુરૂ તો થયા જજમાનના ગુરૂ સાક્ષાત—૧૬
સ્વહસ્તે લોભે ધરી શાસ્ત્રે ગ્રહ્યાં તેણે દાન,
તેણે એ સહસ્ત્ર પડીઆ ઔદિચ્યનું અભિધાન—૧૭
એ દાને બ્રાહ્મણ પડયા એક દ્રવ્ય બીજી કન્યાય,
ઉભયમાં અંતર નહિ બ્રહ્મ પિતા બ્રહ્માય—૧૮
સમીધ લેવાને પાઠવ્યા શિષ્યને પાઠવે વનમોઝાર,
તેણે એ પાઠક પડયા એ ઓડકનો વિસ્તાર—૧૯
ત્રિવાર સર્વને વારીઆ સંધ્યા કરે ત્રિકાળ,
ત્રવાડી તેણે પડયા પ્રયોગ તરપણ ત્રણ વાર—૨૦
ભટાચાર્ય ગુરૂ ઉભય તણો તેણે ભટ અભિધાન,
એ ગુરૂ જજમાન ગૌરી તણા ભટ ભાડેલા અજાણ—૨૧
બ્રહ્મ પુત્ર માટે બ્રાહ્મણ ઔદિચ્ય નામ અભિધાન,
એ પુરાણે બીજા નહિ કામે પડયા છે નામ—૨૨

## પૂર્વ છાયો

પ્રેમ પાશે બાંધીઆ પરણાવ્યા અરાઢ હજાર સાક્ષાત,
એને જીવિકા કરી આપીએ એવું બોલ્યાં સીતા માત—૨૩
નીચું જોઈ નીહાળતા ભૂમિ કોતરતા સહુ સાથ,
નીચાં કામ એ કરે નહિ ધરા સાથે હેત અપાર—૨૪
આપ શરીરથી કાયે વ્રત કર્યાં અપાર,
વેગે કરી વળગાડીઆ રામે દાસી કરો તે વાર—૨૫
અરાઢ શહસ્ત્ર માનસી ભટ સહસ્ત્ર મા નીરવાણ,
દ્વાદશ સહસ્ત્ર અનાવલા તે ટેક વ્રત પ્રમાણ—૨૬
રાજા પ્રજા પૂછે નહિ કૃષિ તણો વેપાર,

પશુ પક્ષી અભ્યાગત અભ્યાગત વરતે વરણ અઢાર-૨૬

**માનસી બોવાચ— ચોપાઈ.**

માનસી તવ બોલતા તદા તમો સાંભળો રાઘવરાય,
જીવ હિંસા છે ખેડે ઘણી પ્રાતીક અંગ લેપાય-૨૮
જણા અપરાધ દિન પુડે દંડ કાયાને થાય,
ચાર હત્યા સોમવડ તણી પાંચમી નર્ક પળાય-૨૯
રઘુનાથ તવ વદતા હવા સાંભળો સર્વ જન,
પ્રાતીક એ સર્વ તમ તણું તે અસ્ને આપ્યું વરદાન-૩૦
હળપતિ કે છત્રપતિ તે ઉપર નહિ ત્યાં કોય,
કરશણીને ગત સુર તણી વેદ પુરાણે જોવ-૩૧
ઉત્તમ ખેતી નફટ અવારી મધ્યમ તે વેપાર,
નિર્લજ્જ થઈ ભિક્ષા કરે તે સુખ નહિ સંસાર-૩૨
ભુમિથી આંગળ ચાર ઉંચો ખેડ તણો કરનાર,
યત્ર શોભે કીરખી થકી તે ન આવે ગર્ભ વાસ-૩૩
આવો અધર્મ કોણ કરે જોડી લાંગુલના પુત્ર.
ધરા માતાને પીડતાં તે તણું ન કરે ધર સુત્ર-૩૪
આક્રંદ કરતી સ્વર્ગ વિષે જગ્તતારણ ધેનુ માત,
કળિજુગ દારૂણ આવશે દુઃખી થશે મમ જાત-૩૫
ઉતમ વર્ણને પીડશે ત્યારે સંભારશે રાઘવને જાણ,
અષ્ટ ખટ ચતુર અથવા કરશે પ્રયાણ-૩૬

**વલણ**

કરશે પ્રયાણ તેમાં કાંઈ સંદેહ નહિ,
જ્યારે ઘોર કળિજુગ આવશે ત્યારે થશે સહી-૩૭

## કડવું ૮ સગ પરજીઓ.

વાલ્મિક કહે લવકુશને તમો સાંભળો સીતા જાત,
કણબીની ઉપજ કરી તેનો કહું વિસ્તાર–૧
શત કોણે છાંડયું નહિ ને ભૂમિ દાન લીઓ આવાર,
તમો કો નામ લો પરિગ્રહનો આધાર–૨
પ્રજા વિના રાજા નહિ રાજા વિના ન રહેવાય,
ધર્મ અધર્મ જુએ નહિ સુર લોક કઈ પેર જવાય–૩
હરામ ખેતર ખેડીએ હરામ નહિ જયકાર,
સદ્‌ગતિ નહિ પામીએ કાળે ન હોયે કલ્યાણ–૪
કૌશલ્યા સુત પુછતા હવા માનસી પ્રત્યે તતકાળ,
ચતુરભાગ તે ભુપનો આવે નર્ક તણો અધિકાર–૫
એમાં તો અધર્મ ઘણો સર્વ ધર્મ સમતોલ,
માયા મમતાએ પડયા મહીતળ બોલ્યા સર્વ કો બોલ–૬
રઘુનાથે શું ભલું કર્યું કીરબી તણો વેપાર કાજ,
પ્રથમ તેને પુછીઉ તમો શું લેશો મહારાજ–૭
ઉંચ ભાગ તે તમ તણો ને અરધું હમારૂં જાગુ,
સાર જુવાર લણું સહી ગોતર રહ્યું નીવારણુ–૮
બીજે વરસે રામે કહ્યું શાખા હમારો ભાગ,
અદ્રક કંદ રોપ્યા સહી છલ કર્યો તે રઘુનાથ–૯
ત્રીજે વરસે રાઘવે લોભ કર્યો અપાર,
શાખા મળ બેઉ અમતણા ત્યારે સર્વેએ કર્યો વિચાર–૧૦
દ્વાદશ સહસ્ર મળી એકઠા મત કરી તતકાળ,
નેત્રથી જે નીપની સુશળામાં જુવાર–૧૧

ભાવિને તે ભાસ્યું નહિ કોપ ચઢયો શ્રી રઘુનાથ,
કર્મ કોઇને મુકે નહિ ક્રોધે દીધો શાપ-૧૨
આચાર કુળ ભ્રષ્ટ થજો દેવ વીસરજો સર્વે રૂપે,
નવ થયા રાજા રામના પંચ ભોજન ન કરો સુખે-૧૩
માનસી સર્વે કંપ્યા હવા તવ ડગ્યા દશે દિગ્પાળ,
મુહૂર્ત એક મુડખાં હવી છળ કર્યા વિના અપરાધ-૧૪
દોહેલે આણી દુભવ્યા સોહેલાં સાર્યાં કાજ,
માયા પાસે બાંધીઆ તો સહેજો હમારો શાપ-૧૫
સુત ન દેખોરે સુત તણા ને લક્ષ્મણ અંતે ન હોય,
પર્શ પેરે શાખા નહિ સીતાજી પાતાલે ગોય-૧૬
ધરા કંપારવ થયા ને દિગ્મૂઢ થયા શ્રી રામ,
સભા સર્વે મૌન હવી કંપ્યા દેવ વિમાન-૧૭
ધુધુકાર દશે દિશા થયો વિપરિત વાજાં વાએ,
ચંદ્ર સૂર્ય ઝાંખા થયા હુતાશની શીતલ થાએ-૧૮
તેત્રીશ ક્રોડ દેવ કોપીઆ કોલાહલ કરે અપાર,
અરે તમોએ શું કર્યું કાંહા શાપ્યા રામને આવાર-૧૯
શાપ દઇ શાંત હવા મન સાથ કરે વિચાર,
લખ્યા લેખ મુકે નહિ અવતાર ભવ સંસાર-૨૦

### વલણ

અવતાર ભવ સંસાર નિશ્ચે, તહેમાં નહિ સંદેહરે,
ભટ મહારાજ કહે કથા કહેતાં ન આવે છેહરે-૨૧

## કડવું ૯ રાગ હરદાસ

વાલ્મિક વળતા એમ વધ્યા તમો સાંભળો રાજકુમાર,
શાપની વિધિ કહી પુરૂષ પેરે તે વાર-૧
શાપે તે સીતા ગઇ લક્ષ્મણ ગયા લોક નાગ,
રઘુને પુરીએ લઇ ગયા લવકુશ રહ્યા માર્ગ-૨
વિભીષણ તહાં રહ્યા જાંબુવાન અંગદ ને હનુમાન,
અગસ્ત વશીષ્ટ આદે રહ્યા મૈથુલા દાસી અષ્ટે જાણ-૩
પણ શાપ તો સાચા હવા રાઘવે દીધા જેહ,
આચાર કુળ ભ્રષ્ટ થયા દેવ વિસાર્યા ઋષિએ તેહ-૪
અગ્નિ હોત્રનું શત ગયું પંચ યજ્ઞ ને બળીદાન,
વૈસ્વદેવ ને સંધ્યા ગઈ મેહસ્થાનનું મોટું માન-૫

ચોપાઇ વાલ્મીક કૃત,

* * * *

રામાયણ છે શત કોટિ વિસ્તાર-૬
વંશાવળી સુણતાં પ્રેમ વધે પ્રાતીક દુર પળાએ,
રામ નામનો મહીમા છે ઘણો તે પરિબ્રહ્મ માંહ સમાએ-૭
પાવન થવા લઈ ગયા તેત્રીશ કરોડ અમરેશ,
રામનામનો મહીમા ઘણો સર્વ દેવાધિ દેવ-૮
વળી વીશેક લઇ ગયા પાતાળના પન્નગ,
સર્વ સુણી પાવન હવા શેષ રહ્યું મૃત્યુ ભુવન-૯
રાક્ષસ ભૂત વિદ્યાધર અભય કરે ભૂમિરામ.
શીવ વિષ્ણુ એ કર્યું સહી તેત્રીશ લોક પાવન ૧૦
શત કોટી દોહન કર્યું પાવન રામાયણ સાર
ચોવીશ સહસ્ર રહ્યું સહી મૃત્યુ લોક મોઝાર-૧૧

આધાર શ્રોતા વકતાને કવિતા પાવન થાવે,
રામનામનો મહીમા મોટો સંસાર ભવ છુટાએ-૧૨
એહેની નિંદા જે કરે તે અંતકુળ અવતાર,
અંત્યજથી મરે સહી તે નર્ક ભોગવે સાર-૧૩
ગર્વધરી સુણવું નહિ અધીર તે અવતાર,
વાત કરી વિઘ્ન કરે મૂઢ ચીત તે થાયે નીરધાર-૧૪
સર્વથી આદ્ય એ કહ્યું નહિ સ્થાવર જંગમ મૃત્ય,
ત્રિદેવતા આદ્ય હવા બ્રહ્મ વિષ્ણુ ને મહા રૂદ્ર-૧૫
આદ્ય અનાદિ માનસીએ ઉપરાંત નહિ કોએ,
બ્યાશી ન્યાતમાં બ્રાહ્મણ જુગમ એ સાથે ચોર્યાશી હોએ-૧૬
સહુ થકી આદે થયા અનાદિ આખ્યાન વિખ્યાત,
વ્રત અજાચક પાળે સદા કો આગળ ન હોડે હાથ-૧૭
ઉનાઇ નીપજાવી અનાવલા માટે પંદર વર્ણ એ ધાર,
ચૈત્ર ચઉદશ પૂર્ણિમાએ નાહીએ તો હત્યા ઉતરે ચાર-૧૮
બાણ ગંગામાં સ્નાન કરીને દાન દીએ અપાર,
શુકલેશ્વર પૂજ્યા વિના પણ્ય નહિ લગાર-૧૯
ચોર્યાશીએ મુગટમણી રાજ ચતુરી ધ્યાન.
જંદીપ જોગે જમે અજાચક પંચ ધીજ સમાન-૨૦
મહારાજને ઘેર માન મુકી પાળે અતિ આચાર,
પવિત્ર પાળે નાગર ખટ કર્મ સાચવે માહારાજ-૨૧

### કડવું ૧૦ રાગ હરદાસ.

વાલ્મિક વળતા એમ વધ્યા તમો સુણો રાજ્ય કુમાર,
બાણગંગા કુષ્ણોદકી તેના પુણ્યનો નહિ પાર-૧

પ્રાતઃ સમે ગંગા નાહીને શુકલેશ્વર પુજન,
ઘેર આવી અગ્નિહોત્ર કરવાં ત્રિકાળ સંધ્યા ખટ કર્મ.–૨
એ રીતે સર્વ ધર્મ પાળે ને વેદની ધુની થાયે,
શુકલેશ્વરના પ્રતાપથી સ્વર્ગ વિષે તે જાયે.–૩
કીરખી કરી સુખી રહે અધર્મ નહિ લવલેશ,
રામ સીતાનું દાન લીએ અવરનું નહિ અધિકાર.–૪
રામ લક્ષ્મણ અયોધ્યા ગયા સાથે તે સીતા નાર,
ઋષિ સર્વ પોતાને ધામે ગયા અગસ્ત આદે મુનિજન સાર.–૫
શ્રી રામજી તાંહાંથી ચાલીઆ આવ્યા તાપી કેરે તીર,
વશ કર્યાથી નામ પડયું વીર આવ્યા તે નીરવાણ.–૬
વળી ત્યાં એક યજ્ઞ કર્યો તહાં ઘટયા બ્રાહ્મણ સાત,
તે અનાવલા આણી પુરા કર્યા તે વળી ધરાવ્યાં નામ.–૭
તેને પૃથ્વીની પ્રસાએ આપી તે ઉપર વળી દાન,
અહીં થકી પુરણ થયું અનાવલા આખ્યાન.–૮
વંશાવળી સાંભળે ન્યાતની પુણ્ય થાએ અપરંપાર,
સંવત સત્તર છેતાલીસ માંહે કર્યો અભ્યાસ,
પોસ માસે પુરણ હવું અમાવાસ્યા ભ્રગુવાર.–૯
નાના ન્યાતે ઔદીચ ટોળકીઓ સુર્જપુર માહી વાશ,
તેહ તણો સુત વલભ કહીએ ગણદેવીમાં કર્યો અભ્યાસ.–૧૦

---

કાલીઆવાડી તા. જલાલપોરના અનાવલા લલ્લુભાઇ મોહનભાઇના ભાગવતના ચોપડા પરથી નકલ કરી છે જેઓએ આ નકલ તાંતીથૈઆના બ્રાહ્મણ દેવશંકરના ચોપડા પરથી નકલ કરી હતી.

